૨૫૫૯

નવી ૨૫૫૯

# હરિશ્ચંદ્ર તારામતિના ખેલનાં ગાયનો.

કેટલાએક વધારા તથા સુધારા સાથે.




દોહેરો.

કુકર્મ તજ તુ માનવી નહી પામે કંહી સાર;
અંતે તોડી મિત્રતાઈ થઈસ તું ગુનેહગાર.
જ્ઞાન નહી હ્રદે મળે ધુનિ જન લાચાર;
કવિપદ પામો પ્રેમથી મનથી હું શ્રીઆર.



મુંબઈ

ઇમ્પીરીઅલ પ્રેસમાં છાપ્યું છે.

ઇ. સ. ૧૮૮૬. સંવત ૧૯૪૨.

કીમ્મત એક આનો.

## ખાસ ખબર.

—:o:—

નીચલા એસા નામે નતિજએ આરમત, ઉર્ફે રન્જો રાહત યાને આસેફો માહવશ; અન્જામે સખાવત, ઉર્ફે બાદશાહે બેદાદોસ્ત; ગુલશને બેદાદ, ઉર્ફે શીરીં ફરહાદ; ખ્વારકા ખુદા યાર, યાને મશહુર અલીબાબા ઓર ચાલીસ ચોરોંકા સરદાર; ઈશ્ક નવ બહાર, ઉર્ફે ચન્દ્રબદન મોહીયાર; ગુલશને બહાર અફઝા, ઉર્ફે નઈ દરીઆઈ ઈન્દર સભા; તેના બનાવનાર મુનશી ઝરીફ પાસેથી વેચાતા લઈ તે સંબંધીના તમામ હકો મેહેતા જમનાદાસ ભગવાનદાસની કંપની પોતાને સવાધીન રાખ્યા છે વાસ્તે કોઈ છાપસે તો તેને કાયદા પ્રમાણે પુછવામાં આવસે.

---



---

૨૫૫૯

# હરિશ્ચંદ્ર તારામતિના ખેલનાં ગાયનો.

## ઈશ્વર પ્રાર્થના.

પરજ—કાલીંગડા.

( પ્રભુ મેહેર કર હમ ઉપર. ) એ ગાહ.

વિશ્વના આધાર, નમીએ આ વાર;
બાળક છેએ તારા, નિહાળી અપાર—વિશ્વ.
ભર્યું જગત ધામ, ખાલી નહીં ઠામ;
ગુપ્ત તારૂં કામ, જોએછે નિરધાર—વિશ્વ.
છોજી દીન દયાળ, જાણીતા અપાર;
નમન કરીએ તુંને, નમી વારમવાર—વિશ્વ.
આશરે રહી તારા, જાણીને કિરતાર;
હિમ્મત હમને આપો, પામીએ આ સાર—વિશ્વ.

## ઈંદ્રની દરબારમાં કળાવંતણિઓએ ગાયેલાં ગાયન.

પહાડી ઝીંઝોટી—બન્જારા.

( હુઈ સુબ્હ નીકલ ગયા તારા. ) એ ગાહ.

હમે બાળ મળી ગુણ ગાયે પ્રભુ પડીને તારે પાયે;
તું કરજે હમારી સાહયે, વધારીને બાળ મહીમાયેજી
પ્રભુ ગુણ હમે તારા ગાયે—પ્રભુ
ગજ ગૃહનો બંધ નિવારો, બોધ આપી અમને તારોજી
અતિશય તારો મહિમા રે.
દ્રોપદિના ચિર તેં પૂર્યાં, નહીં રાખ્યા કોઈ ... જાએ;
દાસી જાણી મૂંઝ ખાએ.

એજ રાહ.

તમે દેવના રક્ષક આધારા, દિલ છીનવી લીધોછો પ્યારા;
આપ દીલથી દયાળુ થઈ ને, સુખ દીધો વધુ રહી રહીનેજી
છો તમેજ રક્ષણ હારા—દીલ.
આ સભા તારી બહુ શોભે, દીલ મારૂં જોઈને લોભેજી
સદા આપજ સુખ દેનારા—દિલ.
સૂર્ય ચંદ્ર સભામાં બિરાજે, ઝળકે છે શિશપર તાજેજી
શું વખાણ કરીયે તારા—દિલ.
તું દયા હૃદયમાં લાવે, સૌ મૂખ નિરખવા આવેજી
છે રંગ નવા ઝલકારા—દિલ.
શણગાર તારો સૌ જોઈ, મન તુજમાં રહયુંછે મોહીજી
આપ ધ્યાને વસોછો હમારા—દિલ.

બરહંસ—ગજલ.

( ગર હમને દીલ સનમકુ દીયા. ) એ રાહ.

આપ રાજા છો સર્વેના દેવના પતિ;
દેવના પતિ તમે છો સેવના પતિ—આપ.
આનંદ થઈ હૃદય વિષે, હર્ષ ભરી જતિ;
ઇંદ્રાણી તારી રાણી જે, સ્વરૂપે સુંદર અતિ—આપ.
પ્રકાશ તારો જગ વિષે, જોઈ હું ખુશી થતિ;
રિઝમાંહીં આનંદ સાથ, ખુશછે જોઈ તુંજ ગતિ—આપ.
તુંજ રૂપ કાન્તી કામની, ખરી ચિત્તની વૃતિ;
અતિ હાસ્ય મન મારૂં થયું, ગઈ તુજમાં મતિ—આપ.

ઝીંઝોટી—ગજલ.

ગઈ એક બ એકજો હવા પલટ. ) એ રાહ.

સો સુખનો દિસે સભા તુજ તણી ખિલી રહી;
થઈ, શુધ્ધ મારી હું વિસરી ગઈ—શુભ.

હમપર મેહેર રાખો રાયેજી, કરજો હમારી સહાયજી;
વિનવીને લાગે પાયેજી, જગતમાંહી કિર્તી ફેલાઈ રહી—શુભ.
સૂર્ય ચંદ્રથી શોભા ઘણી, વિશ્વામિત્ર રાજ ઋષિતણી;
ક્રોધે આંખ લાલ નજર ભણી, જુવો ધ્યાન તેણી તરફ દઈ—શુભ.

## હરિશ્ચંદ્રની રાજય સભામાં અપ્સરાઓએ ગાએલું ગાયન.

### પીલુ—કાહારવા.

( સાડેતીન પઈસે સેર મછલી ના બેચુંગી. ) એ રાહ.

રાય • તારી સભાની ખૂબી ખીલી રહીછે;
ખૂબ ખીલી રહીછે, ખૂબી ખીલી રહીછે—રાય.
કિર્તી તારી સારી, દુનિયામાં બહુ ભારી;
શોભા શું છે તારી, જાણે વારીવારી—રાય.
ચંદ્ર પ્રકાશે રહીને ઉજાસે;
ભુલી જઈને નાસે દુશ્મન સેના સારી—રાય.

## હરિશ્ચંદ્રના લશકરે વનમાં ગાએલું ગાયન.

### ગીતી—અબ આંખે ખોલ તુ મજનુ—એ રાહ.

વનમાં નિર્મળ જળથી, શોભે સરોવરનુ અતિષય પાણી;
ફળના તરૂવર જોઈ, ચિત વૃતિ સૌની બહુ લોભાણી.
ઉજ્જડ વગડામાહી, ભગવાં પહેરી જોગી જતિ રહેતાં;
પવનથી ભૂખ નિવારે, અતિષય સંકટ અંગ વિષે સહેતાં.
દેવાંગના દેવોની, હશે આવજા ઘણી આ સ્થળ વિષે;
રમણિય ઘેર બનીને, ત્રાસથી ખાવાને આવતુ દીસે.
ઓપી વૃક્ષ મધૂરથી, રહી રહીને વા વાયે ઉડી જાએ;
ગતિ પ્રભુની આહા ! કોયલ ડાળે બેસી ફળ ખાએ.

કમળ નેણથી નિહાળી, કાળા ધોળા ગુલાબ જે ખિલતાં;
કમોદ જાર રસ રંગથી, દીસેછે સુંદરથી ભળી મળતાં.
જળ બિન્દુ કમળોથી, ડાંડ રહી નીચે મૂખપર ધરતાં;
જલથી મળતાં હળતાં, આનંદી દિસે અતિષય કરતાં.

## હરિશ્ચંદ્રની છાવણીમાં અપ્સરાએ ગાયેલું ગાયન.

### ગજલ.

અહો રાજા તુંપર વારી જાઉં વારી જાઉંરે;
પ્રિતી તારી પાળવા હું ગુણ તારા ગાઉંરે—અહો.
હું રાજી રદયથી થઈ, સુંદર સ્વરૂપ જોઈ;
પાસ તુજ આવતાં અહીં, તેથી સંતોષ પામું સહી—અહો.
મન મારૂ વ્યાકુળ થયું, દિલ તુજ પાસ રહયું;
તારા પ્રેમ પાસ ગયું, કયારે દિલને શાન્તી દઉં—અહો.
ધિરજ મન કેમ ધરે, ચોરવા ચંચલાઈ કરે;
ઉન્મત્તેથી હરે જાણે ઝડપીને લઉં—અહો.
વાલમાં ધીર ધરો, મન મારૂં ત્રપત કરો;
ચિત્તને જલ્દી હરો, મુજ રદયમાં સમાવું—અહો.

## નદીને કીનારે હરિશ્ચંદ્રે રોહિત પાસે ગાએલું ગાયન.

### સીતાજીના મહીનાની રાહ.

ચાલ પ્રાણ પ્રિયા મુજ સાથ, પ્રવાસની આશરે;
તીરસર જુના ઝાડની હેઠ, રહેવું આજ રાત્રરે.
મારી વહાલી પામીશ નહી ખેદ, નંઘર દુઃખ મન વિષે;
નહી અર્થ ઉદાસથી એક, ફાવી શકતો દિષે.
ગઈ વસ્તું ન લાગે હાથ, નસીબ ટાલ્યુ નહી ટળે;
કહેની કરીએ ઈચ્છા કેમ, તેમાં ફળ શું મળે.

જે લખ્યું તે નસીબે થાય, ભવિષ્યે કહયું ખરૂં;
જેમ લખસે વિધાતા લેખ, વિચાર હું શું કરૂં.
પેલા ભવના એ પાપનું ફળ, હવે આપણે ચાખસું;
રૂષિને કીધું આપણે દાન, એવું મન રાખસું.
પૂત્ર માહારા અરે તું રોહીત, મેં મનથી વિચારીયું;
મુજ પુઠે થશે તું રાય, તે સર્વે વૃથા ગયું.
બાળપણમાં તું મારા બાળ, પડયો દુખ જાળમાં;
પણ સપડાઈ હાથમાં વિર, લખ્યું દુઃખ ભાલમાં.
પ્રિયા ચાલ તું સામેના વૃક્ષ, નિચે બેસસું હવે;
તિક્ષણ તાપથી તપતું આ રણ, જશું શાંન્ત થઈ જવે.

### જંગલને રસ્તે રોહિતે ગાએલું ગાયન.

### કાલીંગડા—ગજલ.

(ફીરાતા હયે હમે કાંકાં.) એ રાહ.

અરે મુજ પ્રાણથી પ્યારા, તપેછે અંગ બહું મારૂં;
રણ રેતીમાં પગેથી દાઝતાં, કંપેછે શરીર સારૂં—અરે.
પિતા જઈ સું અગનમાં કેમ, નથી સહેવાતો અગ્ની તાપ;
જશે મુજ પ્રાણ હવે માતા, પીતાનું અંગ તપે પ્યારૂ—અરે.
બચાવો મુજને અવાર, બહુ ધડકેછે સારૂં અંગ;
અરે ઓ હાય ઓ પ્યારી માત, દુઃખ દિલમાં બહું ધારૂં-અરે

### કાશી વિશ્વનાથમાં સાધુઓએ ગાયેલું ગાયન.

### જોગીઆ—આસાવરી—હોરી.

( નાથ કયેસો ગજકો બંધ છોડાયો. ) એ રાહ.

પ્રભુ છે તું દિન દયાળ મોરારી,
ભગ્તિ ભાવે કરીશું તારી—પ્રભુ.

જપ તપ ધ્યાન હૃદયથી ધરતા,
ભક્તિ અમે મન વિચારી;
ધ્યાને ધરતા મૂખેથી સ્મરતાં,
લેજો હમને તું ઉગારી—પ્રભુ.
વિશ્વ તું દેવા કરૂં તારી સેવા,
ભરોસો તુજપર છે ભારી;
મૂર્તિ સફળ સાથ સર્વેની કરજો,
કરસું સેવા મનથી ધારી—પ્રભુ.

## કાશી વિશ્વનાથમાં હરિશ્ચંદ્રે ગાયેલાં ગાયન.

### સાર્દુલ વિક્રીડા છંદ.

વિશ્વનાથ પતિ વિશ્વના શરણે સદા શીશ નમીને,
વરણવવારે વાર કરતાં જીભ્યા નહી થાકે અમીને;
જગત જંજાળ કામે ફસીને વિસરે તુજને જગતદાતા.
ન પામે સુખ શાન્તી વલી રઝળી થોકરો ખાતા;
પતા તું છે પૂત્ર હું છું શરણે સદા હું દાસ તારો,
બક્ષજો માફ કરીને કૃપાથી થયો જે અપરાધ મારો;
સેવામાં અહરનીશ તુંજની રહીશ હું ધ્યાને કરીને,
ભગવાનદાસ વિનવી કહે તુજને સદા ધ્યાને ધરીને;

( કૃપા કરજોરે દેવ મુની મહારાજ. ) એ રાહ.

રક્ષણ કરજોરે વિશ્વનાથ હમારૂં—ટેક.
અમે સ્મરણ કરીએ તારૂં,
દુ:ખ હરજો પ્રભુ તું મારૂં,
કરજો મારૂં દેવ તું સારૂં રે—રક્ષણ.
શરણે થાકીને તારે આવ્યો,

કરજ કરીને ભવ ગુમાવ્યો,
તોપી હું છૂટી નહી ફાવ્યો—રક્ષણ.
કારજ એટલું મારૂં કરજે,
મારી વિંનતી ધ્યાનમાં ધરજે,
મેં આયુંછે મારી ગરજેરે—રક્ષણ.

( દરદે ગમ જાને મન. ) એ રાહ.

વિશ્વનાથ માહેરૂં, સારૂં સદા તું કર પ્રભુ;
પ્રાણથી હું ભલે, રખડતો ફરૂં એો પ્રભુ;
મોત દે હાયરે, તું મને એો પ્રભુ;
સહાય-થા દાસની, કહે શું કરૂં એો પ્રભુ;
ભુખથી પેટમાં, નહી અનરે એો પ્રભુ;
દાઝતાં દિનથી, બળતો ડરૂં એો પ્રભુ;
રખડતો માર્ગમાં, થાકથી એો પ્રભુ;
જગતમાં માનવી, ન વિસરૂં એો પ્રભુ.

અગ્નિસેન લઈ જાયછે તે વખતે તારામતી
તથા હરિશ્ચંદ્ર ગાયછે.

માંડ—ગજલ.

( પડુંછું વિખુટા પ્રિયા વિજોગથી તારા. ) એ રાહ.

હરિ—પ્રાણ તુજને તજીને, છુટે પ્રાણ આ મારા;
તારા—ધીરજ ધરાતી નથી, આ દુઃખમાં પ્યારા—પ્રાણ.
હરિ—તજીને જાતા મુજ પ્રિયા, પ્રાણ મારો જાય;
ધીરજ ધર દુઃખ માહે તું હેઠછે અંગારા—પ્રાણ.
તારા—જીવતાં પ્રભુ જો રાખસે, મળસે કોઈ દીન;
મનથી જુદુ થયું આતન, જેમ આગના ભારા—પ્રાણ.
હરિ—લખ્યું આ ભાલે નહી ટળે, દુઃખ દેખી દાઝસું;
છૂટે પડેથી દુઃખના દીન લાગસે ખારા—પ્રાણ.

## સત્ય કિર્તીએ ગાયેલું ગાયન.

### સીતાજી મહીનાની રાહ.

અરે મુજ રાય શિરતાજ દુઃખી દીલ નવ થૈએ,
ધરી દુઃખ કદીરે રાય હસી કોઈ દીન સહીએ;
જન સૌનો લઈને સાર શિખામણથી ચાલીએ,
નથી સૂઝતો એકે ઉપાય એવું કંઈ ભાળિએ;
પાપે ખેંચીને લાવ્યા આંહી સંસાર સદા દુઃખી.
જન્મ મરણ એ ચાલ્યા જાય તેમ કોણછે સુખી;
પ્રાણી આપણે અહીંથી તંઇ ભટકી દીન ગાળવાં,
તેમ કરીને વધારે છેક નથી દુઃખ ટાળવાં;
રાખો વિશ્વનાથની આશ સહુ સારૂં થઈ જસે,
વિનવી કહુંછું મારા રાય સારા વાના સહુ થસે.

### તારામતિએ રોહિતને દીધેલી શીખામણ.

### કાફી—મરખી.

( કુંવરી કુંવર મારા લાડકા. ) એ રાહ.

પૂત્ર મારાને વંનવિસે મોકલતાં મન અકળાય,
ચૂરે ચૂરા ફાટી થાયછે જાણે જીવડોરે જાય—પૂત્ર.
બાળ મારા તું આવની મુજ પાસરે વિર,
શિક્ષા લેજો તું આ સાંભળી રાખી રદયથી ધીર—પૂત્ર.
માતા તારી હું અભાગણી કહું તે ધરજો તું ધ્યાન,
સાથ સર્વેની સંભાળથી રાખજે મનમા સાન—પૂત્ર.
વિંનવી કહું પ્રાણ તુજને સીધી વાટે તું પ્રાણ,
આડે વાટે તું ચડીસમાં થઈશ જીવથી હેરાન—પૂત્ર.
ઓરે આકાશી દેવતા કરજો બાળની સંભાળ,
મોકલુંછું હું તો એકલો તારે શરણે આ બાળ—પૂત્ર.

વિશ્વનાથ તુજ આશરે મુજ રાંક રતન,
સંભાળ તેની રાખજો પડવે કયાં એ વીધન—પૂત્ર.
મુજ જીવથી વહાલો અધિકછે આવે તારે લાધે,
દયા કરીને દયાળ તું દુઃખી હાય કીધો—પૂત્ર.

## રોહિત પોતાની માતાને દીલાસો આપેછે.

એજ રાહ.

છાનીરે માતા તું માહેરી રડથી હૈયું ભરાય,
મા વીણ ભૂલો ભમુ પરે જાણે જીવડોરે જાય—છાની.
દુઃખ લખ્યું જે નશીબમાં તેતો કોને કહેવાય,
દેખીને રડતા મા તુજને મનડું મારૂં દુખાય—છાની.
લક્ષ દેજે માતા મુજપરે તોડીસ નહી મારી આશ,
મા તુંને હું બેજણ થઈ રહયાં એક બ્રાહ્મણના દાસ—છાની.
રડતો દેખી માતા તુજને દુઃખે હૈયું દબાય,
આગ મુકી ભડકો કરો તોએ કયાં ન સમાય—છાની.

## રોહિતને સરપે ડંસ દેવાથી કીધેલો વિલાપ.

કાલીંગડા—ગજલ.

(ઘીરાતા હયે હમે કાંકાં.) એ રાહ.

અરેરે હાયે તરફડતાં મરણ મારૂં રહયું આવી,
પિતાને માત જે મારાં ઉછેર્યો બહુ દયા લાવી—અરેરે.
દુઃખો વેઠીને આ હાલે ફોકટ પડવું આ જંજાળે,
લખ્યું એવું હશે ભાલે આ દુષ્ટે દીધો ફસાવી—અરેરે.
હશે રડતી માતા મારી રડું છું અહીં હું પોકારી,
તે જોસે વાટ મન ધારી દયા રદયે નહી ભાવી—અરેરે.

રૂદય મારૂં ઉછાળાથી કરેછે જોર જવાળાથી,
વધારે દુઃખ નિરાળાથી જઈને વાત કયાં કહેવી—અરેરે.
કથી ભગવાનદાસ ડરી કહે સૌને વિંનતી કરી,
છે અંતે આમ જાવું મરી થશે નહી ફુર જસો ફાવી—અરેરે.

## રોહિતના મડદા પાસે તારામતીએ કીધેલો વિલાપ.

### લલિત છંદ.

અરર ઓ પ્રભુ હાય હાયરે દુઃખતો વધ્યું જાવું કયાંયરે,
અરર હાયરે ફાટી છાતડી પૂત્ર તુજ તણી જોતી વાટડી;
રૂદય માહેરૂં બાલતો અતિ થશે માહેરી શી હવે ગતિ,
પતિ મુકી ગયાં પૂત્ર પાસરે પણ હવે અરે ટૂટી આશરે;
દુઃખ જવાળથી રહી બળે સદા દુઃખપર વધે દુઃખ આપદા,
અરર સુખતો ગયું માહેરૂં પૂત્ર તેમ અંતથી હવે મરૂં;
પૂત્ર દુઃખમાં મને તજી ગયો મુકી મુજને સુખીઓ થયો,
ટૂટી માહેરી સરવે આશરે મન કરી દીધું પળમાં ઉદાસરે;
થઈ ગયા પતિ જયારથી જૂદા ત્યારથી વધી મન આપદા,
અરર દુઃખ સમૂદ્રમાં ડૂબી મરૂં પૂત્ર માહેરા નિરાશ થઈ ફરૂં.

## તારામતીએ કાશી રાજાના કુંવરને જોઈ કરેલો વિલાપ.

### કાલીંગડા—લાવની.

(ધરસે ગઈ મોરી પ્યારી.) એ રાહ.

તારા—દુઃખ દિલથી ઘણું વધારે ઓ હાય કરીને મારે;
બહૂ કુમળાસથી બાળક પડયોછે નિરજીવો થઈને,
દુઃખે દિન કાઢવા ઓટાં મૂવો હાયે જીવ દઈને,
ગરીબે દુઃખ ખમવામાં પતિ પણથી પોતે રહીને,
નહીં પણ ભુલતાં રખડી થયુ મન દુઃખને સહીને;
બળતાં દુઃખ દીએ ખારે—ઓ હાય.

નથી સૂઝતું મને કાંઈ વળી શું મ્હારી થાસે,
રહીમથી પ્રાણ અટકીનેજ અંતે એજ ઉડી જાસે;
ધરીને ધિર તોએ નહીં કદાપિ વાળવી હાસે,
ગળામાં ઘા દિસે કેવાં મારીને આમ શું નાસે;
દુઃખ પડયુંછે આવું ભારે—ઓ હાય.
પતિ સ્મશાનમાં રહીને કરેછે કામ ન થાય જે,
ઉગરવાની રહી આશા નહી ભૂખે મરેછે તે;
પ્રભૂમાં આશ રાખીને ખમુછું દુઃખ સઘળાએ,
કથી ભગવાનદાસ કહે દુઃખીને દુઃખ વધારેછે;
પિડથી તે પિડાતો જ્યારે—ઓ હાય.

## શ્મસાનમાં હરિશ્ચંદ્રે તથા તારામતિએ કીધેલો વિલાપ.

### એજ રાહ.

હરિ—જે લખ્યું આ ભાળે થાવું નહી પ્રિયા તેથી ગભરાવું;
દુઃખીઆ દિલથી થાવું રૂષીના ક્રોપથી ધ્રૂજવું,
ધર્મથી વહાલું શુંછે તે નથી હું જાણતો બીજું,
ફકત આ વિશ્વમાં જન્મી પરિણામેજ આ હાલે;
પડે રેવું જનોના દુઃખ વેઠીને વિના કાળે,
તારા—ખુશી થઈને હવે મરી જાવું—નહી.
હરિ—સંકટ સહયું આ જન્મમા નિર્દોષ વાંક વિના વળી,
દગો રોહિત તેં દીધો મૂવો મા બાપને ટાળી;
છેવટ હવે આ વિશ્વમાં મુજ હાલ તુજ સાથે થશે,
આજ તલવારેથી મારી નાશ પલમાં થઈ જસે;
તારા—થશે બંધ આંખથી દેખાવું—નહી.
હરિ—કદી બોલું નહી જૂઠું જગતમાંહીજ રહેવાને.
થશે પલમાં મરણ ત્યારે જશે જીવ જવાબ દેવાને;

લપેટાઈને માયામાં સદા નિચ કર્મથી ચાલે,
પૂરૂષ તે થઈ દુઃખી દુઃખી મરણ પામે ભુંડા હાલે;
તારા—આખરથી પડે પસ્તાવું—નહી.
હરિ—અજાણે પાપ જે મુજથી પ્રિયાથી જે થયા મારી,
ક્ષમા નિર્દોષને કરજો વિનતી એ કરૂં તારી;
પ્રિયા મુજ હાથથી મરસે મરીસ હું હાથથી મારે,
અરેરે અંત આ દુઃખનો જશે આવી પલકવારે;
તારા—તજી દીધું પીવું ને ખાવું—નહી.
હરિ—કેમ આ તરવાર ઉંચકે દુઃખ નહી મારૂં વધે,
ઉડાવી ધડથી ગરદનને પછી એંચુ રૂદય મધ્યે;
ભરાયું પાપ જે વખતે ઉતાવળથી હવે મરવું,
કહે ભગવાનદાસ કથી હવે જીવીને શું કરવું;
તારા—તુજ સાન્ત લોહી અહીં સમાવું—નહી.

સર્વે મળી છેલું ગાયન ગાએછે.

પદ.

ઈશ્વર કરેછે મેહેર સજજનો પૂર્ણ થયોછે ખેલ,
સતી તારામતિએ સત્ય રાખ્યું થઈ પતિની પેહેલ—સજજનો.
સત્યથી અંતે સુખી કરીને પ્રભુએ કીધી મેહેર—સજજનો.
જુઠપણામાં ભાન ભૂલીને પડે દુઃખની રેલ—સજજનો.
સત્ય સદા સુખ આપે સૌને શીખામણછે કહેલ—સજજનો.
ભગવાનદાસ પ્રિતે પોતાનું માન નહી તોલેલ—સજજનો.

# મેહેતા જમનાદાસ ભગવાનદાસની કંપનીએ પ્રગટ કરેલાં પુસ્તકો.

## શાળોપયોગી પુસ્તકો.

| | રૂ. | આ. | પૈ. |
|---|---|---|---|
| સ્ટાન્ડર્ડ મેટરના મિનીંગ ( ૧૫૦ પાનાના )... | ૦ | ૧૨ | ૦ |
| રૉયલ સ્કૂલ પ્રાઇમરના મિનિંગ... ... ...... | ૦ | ૪ | ૦ |
| રૉયલ રીડર નં० ૧ લાના મિનિંગ......... | ૦ | ૬ | ૦ |
| રૉયલ રીડર નં० બીજાના મિનિંગ... ...... | ૦ | ૮ | ૦ |
| રૉયલ રીડર નંબર ત્રીજાના મિનિંગ......... | ૦ | ૧૦ | ૦ |
| રૉયલ રીડર નંબર ચોથાના મિનિંગ......... | ૦ | ૮ | ૦ |
| હાવર્ડ કૃત પ્રાઇમરના મિનીંગ ( મોટા )...... | ૦ | ૪ | ૦ |
| હાવર્ડ કૃત અંગ્રેજી પહેલી ચોપડીના મિનિંગ. | ૦ | ૬ | ૦ |
| ફારસી આમદન નામાનો અં० ગુ० તરજુમો. | ૦ | ૨ | ૦ |
| શાળોપયોગી કોષ્ટકો......... ...... ...... ... | ૦ | ૧ | ૦ |

## નાટકના પુસ્તકો.

| | રૂ. | આ. | પૈ. |
|---|---|---|---|
| ચંદ્રસેન ને ચંદ્રપ્રભા નાટક...... ...... ... | ૦ | ૮ | ૦ |
| છેલ સેલાણી અને વિક્રમ ચરીત્ર નાટક...... | ૦ | ૬ | ૦ |
| તમાશાએ નતિજએ અસ્મત...... ...... ... | ૦ | ૬ | ૦ |
| ચંદ્ર ચંદ્રીકા નાટક......... ......... | ૦ | ૬ | ૦ |
| માલીની નાટક......................... | ૦ | ૬ | ૦ |
| અન્જામે સખાવત (ઉર્દૂ બાદશાહે બાદાદોસ્ત)... | ૦ | ૫ | ૦ |
| ચંદન મલયાગરી નાટક ( ત્રીજી આવૃત્તિ )... | ૦ | ૪ | ૦ |
| તમાશાએ ચાંદની.............. ... ...... | ૦ | ૪ | ૦ |
| અલીબાબા અને ચાલીસ ચોર... ... ... ... | ૦ | ૩ | ૬ |
| તોહફયે દીલકોશા ( ઉર્દૂ નઇ ઇન્દર સભા )... | ૦ | ૩ | ૦ |
| સોનાને આસર અથવા મોહન દુઃખદર્શક...... | ૦ | ૩ | ૦ |
| નકશે સુલેમાનીનો ઉર્દૂ બેત......... ...... | ૦ | ૩ | ૦ |
| ગુલશને બાહાર અફરૂઝ ( ઉર્દૂ નઇ ઇન્દર સભા ) | ૦ | ૩ | ૦ |
| મજમુએ ઇશ્ક ( ઉર્દૂ બકાવલીઓ તાજુલમુલક ) | ૦ | ૩ | ૦ |
| ઇશ્ક નવ બાહાર (ઉર્દૂ ચંદ્રબદન મોહીયાર)... | ૦ | ૨ | ૦ |
| નંદબત્રીશી અને સતિ સુલોચનાના ગાયનો... | ૦ | ૨ | ૦ |
| ધ્રુવ આખ્યાનનાં ભજનમાં મજાનાં ગાયનો... | ૦ | ૧ | ૬ |

